# પ્યારા નબીજ.

લેખક તથા પ્રકાશક

માંગરોલની પીરની ગાદીવાળા

પીર મોટામીયાં કાયમુદ્દીનમીયાં

સજ્જાદાનશીન.

માંગરોલ (સુરત)

પ્રત ૫૦૦

ઈ. સ. ૧૯૨૦ હી. સ. ૧૩૩૯

કીમત રૂા. ૦-૩-૦

# બે બોલ.



સૌ તારીફ ખુદાતઆલાને માટે સજાવાર વાસ્તવિક છે, જેણે આકાશ અને પૃથ્વી પેદા કરી આ જગતનું મંડાણ કર્યું છે અને પોતાના માનવંતા પેગમ્બર મોકલી દુનીઆને તેમની પવિત્ર વાણીનાં મીઠાં ફળ ચખાડયાં છે અને તેમની મહાન કોશીશથી જનસમાજનો ઉદ્ધાર કર્યો છે. મહાન પેગમ્બર—રસુલ—નબી હઝરત મોહમ્મદ મુસ્તુફા સ૦ અ૦ વ૦ જેમને મી૦ કાર્લાઇલ જેવા યુરોપિયન લેખકે પણ એક "બહાદુર પેગમ્બર" તરીકે જણાવ્યા છે. તેમનું જીવન ચરિત્ર જેમ વધારે પ્રમાણમાં બહાર પાડવામાં આવે તેમ લોકો વધારે વાકેફ થાય અને તેમનું અનુકરણ કરી ફાયદો મેળવે એવું કેટલાક ગૃહસ્થો તરફથી સુચવવામાં આવ્યાથી મારા મોટા **રસુલે—અરબી** નામના પુસ્તક ઉપરાંત આ નાનકડું પુસ્તક **પ્યારા નબીજી**ના નામથી બહાર પાડવામાં આવ્યું છે તો લોકો, તેને વાંચી ફાયદો મેળવશે તો મને સવાબ મળેલો હું માનીશ.

આસનસોલ
ઈસ્ટ સ્ટેશન ઇન્ડીઅન બી. બી.
એન્ડ સી. આઇ. રેલ્વે

ખાકસાર
**પીર મોટામીયાં**
માંગરોલવાળા



# પ્યારા નબીજી.



મહાન હઝરત મોહંમદ પેગમ્બર સલ્અમનો જન્મ ઇ. સન ૫૭૦ માં મક્કા શહેરમાં થયો હતો. એ શહેર ઘણું પુરાનું છે. તે અરબસ્તાનના જુદા જુદા લોકોના કબજામાં રહ્યું હતું અને છેવટ તે, કુરેશી લોકો જે સૌથી ઉંચા તે વખતે ગણાતા હતા તેમના કબજામાં આવ્યું હતું. તેમાં કાબાનું પવિત્ર ધામ હોવાથી તે અસલથી ઘણું પ્રખ્યાત હતું અને લોકોના ભારે આવજાને લીધે તે એક મોટું વેપારનું મથક ગણાતું હતું. જ્યારે મહાન હઝરત પેદા થયા ત્યારે તેમનો કારભાર તેમના દાદા હઝરત અબ્દુલ મુતલિબ કરતા હતા. મહાન હઝરતના પિતા તેમના જન્મ પહેલાં ગુજરી ગયા હતા અને મા તેમને ૭ વરસનાં મુકી ચાલ્યાં ગયા હતાં. આ અનાથ બાળક, માબાપ વગરની નિરાધાર સ્થિતીમાં ત્રણ વરસ તેમના દાદાના હવાલામાં રહ્યું. જ્યારે દાદા ગુજરવા લાગ્યા ત્યારે તેમણે પોતાના દીકરા હઝરત અબુતાલિબને સોંપણી કરી; જેથી હઝરત અબુ તાલીબે તે બાળકને પોતાની સાથે રાખ્યું. જેમ જેમ દિવસ વધતા ગયા, તેમ તેમ ઉમ્મર મોટી થતી ગઇ અને વખત જતાં જુવાની આવવા લાગી.

અંતરમાં પ્રકાશ—એકાંતવાસનો તે વખતે વધારે શોખ હોવાથી, તેઓ ઘણો વખત જંગલમાં ખુદાની યાદમાં ગાળવા લાગ્યા. ખુદાતાલાએ પોતાની નિશાનીઓ વડે કુદરતનું મહાન પુસ્તક તેમના આગળ ખુલ્લું મુક્યું હતું, કે જે તેમની કેળવણી માટે બસ હતું. તેઓ કદી કોઇ નિશાળે ગયા નથી કે કદી પુસ્તકની કેળવણી લીધી નથી. તેઓ “ વગર ભણેલા ” પેગમ્બર હતા, જેને ખુદાએ જોઇએ તેટલું જ્ઞાન આપ્યું. તે વખતે અરબસ્તાનના લોકો ઘણે ભાગે જંગલી હતા અને અઘોર પાપમાં સપડાએલા હતા અને તે એટલે સુધી કે છોકરીઓને પણ નાનપણમાંજ મારી નાખતા. અનીતિ પણ એટલીજ હતી. તે વખતે ત્યાં આજુબાજુના યહુદી તથા ક્રિશ્ચિયન ધર્મની પણ એજ દશા હતી. તેમને એ વખત શામ ( સીરીઆ ) તરફ મુસાફરી કરવાને પ્રસંગ મળ્યો હતો પણ અન્ને વખત તેમને ત્યાં એવા કઢંગા અને જંગલી રિવાજ નજરે પડયા હતા કે જેથી તેમને ઘણો ત્રાસ થવા લાગ્યો હતો.

બીબી ખદીજા—જ્યારે તેમની ઉમર ૨૫ વરસની થઇ ત્યારે તેમનું બીબી ખદીજા સાથે લગ્ન થયું. આ બાઇ વિધવા હતાં અને તેમનાથી ૧૫ વરસ મોટાં હતાં. તેઓ ઘણા પૈસાવાળાં અને કુલીન ખાનદાનનાં હતાં અને કુલીન સાથી શોધતાં હતાં; એટલામાં ઉંચા ખાનદાનનો આ વીર પુરૂષ તેમને મળી આવ્યો. આ લગ્નથી મહાન હઝરતને ઘણો ટેકો મળ્યો. કારણકે બીબી ખદીજા તેમની ખરા જીગરથી સેવાચાકરી કરતાં હતાં, એટલુંજ નહી પણ જ્યારે હઝરતને દુશ્મનો તરફથી ઘણો ત્રાસ થતો હતો ત્યારે તેમને દિલાસો આપી તેમના દુઃખમાં ભાગ લેતાં હતાં.

અલ-અમીન—પંદર વરસ મહાન હઝરતે એવી નેક નિષ્ઠા અને પ્રમાણીકપણાથી કામ કર્યું અને લોક સેવા બજાવી કે લોકો તેમને " અલ-અમીન " ( વિશ્વાસુ ) કહી બોલાવવા લાગ્યા. હઝરતની ઉમદા રહેણીને લીધે તેમની ઉપર દિવસે દિવસે લોકોનો પ્રેમ વધતો ગયો અને તેઓ પોતાના બધા કામોમાં તેમને આગેવાન તરીકે ગણવા લાગ્યા.

પેગમ્બરી—જ્યારે પેગમ્બરીનો વખત આવ્યો ત્યારે ખુદાએ તેમની તરફ જીબ્રઇલ નામનો ફરિસ્તો મોકલ્યો અને કુરાનનું પુસ્તક પ્રગટ કર્યું. ફરિસ્તાના ગેબી અવાજના અદભુત ચમત્કારથી હઝરતના મનને પ્રથમ ઘણી બેચેની થઇ. તેઓ એકદમ બીબી ખદીજા પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે મારૂં મન મારા કાબુમાં નથી અને મને ઘણી તકલીફ થાય છે. આ પછી બધી હકીકત કહી સંભળાવી. બાઇનો વિશ્વાસ હઝરત તરફ વધારે થયો ;અને તેમણે કહ્યું કે મને તો લાગે છે કે ખુદાતાલાએ આપને પેગમ્બર બનાવ્યા છે. મને ખાત્રી છે કે આપના પ્રતાપથી લોકો, આશા, પ્રેમ, જ્ઞાન, અને ખરો ધર્મ મેળવી શકશે.

ખુલ્લો સંદેશો—પેગમ્બરીનો મરતબો મળવાથી તેમણે સત્ય ધર્મનો બોધ કરવા માંડયો અને જુના વખતથી જડ ઘાલી બેઠેલા કઢંગા રીવાજો તરફ ધુત્કારો ચલાવ્યો; આથી લોકો ઘણા ચીડાયા અને તેમને દુશ્મન ગણવા લાગ્યા. તેમણે લોકોને અધર્મ, અનીતિ, જુલમ, બાળહત્યા અને જંગલીપણા વિરૂધ્ધ ઉઘાડે છોગે ઉપદેશ કરવા માંડયો અને પોતાને મળેલા ઇસ્લામ ધર્મમાં આવવાની સુચના કરવા માંડી. તેમના બોધની એટલી અસર થઇ કે તેમની નજીક રહેનારા તમામ માણસોએ ઇસલામ ધર્મ સ્વિકાર્યો. બીબી ખદીજા,

હઝરત અલી મુર્તુઝા, હઝરત અબુબકર સિદ્દિક, હઝરત હમઝા (રદી૦) જેવા શખ્સો ઇસ્લામમાં દાખલ થયા. આમાંના ઘણાખરા માણસો મોભાવાળા, પૈસાદાર અને બાહોશ હતા. તેમના પછી હઝરત ઉમર ( રદી૦ ) ઇસ્લામમાં આવ્યા. તેમના ઇસ્લામમાં આવ્યાથી ઇસ્લામને એક જબરો ટેકો મળ્યો. *

લોકોનો ત્રાસ—જેમ જેમ હઝરત સલ્અમ લોકોને તેમના નઠારા પાપી રિવાજો છોડી દેવા ઉપદેશ કરવા લાગ્યા, તેમ તેમ લોકો તેમના તથા તેમના પક્ષકારોના વધારે દુસ્મન થતા ચાલ્યા અને તેમને હેરાન કરવા અનેક પ્રકારનાં કાવત્રાં કરવા લાગ્યા; પણ હઝરત, પોતાને ખુદાતાલાએ સોંપેલા કામથી જરા પણ ડગ્યા નહિ. જ્યારે પોતાના પક્ષકારો ઉપર જંગલી લોકો તરફથી ઘણોજ જુલમ ગુજરવા લાગ્યો ત્યારે તેમણે તેમને હબશા ( આબીસીનીયા ) ના મુલકમાં ચાલ્યા જવાનું ફરમાવ્યું. એ લોકો હબશામાં ગયા; ત્યાં પણ દુશ્મનોએ તેમનો કેડો મૂક્યો નહિ. તેમના તરફથી એક ડેપ્યુટેશન ત્યાં ગયું અને ત્યાંના બાદશાહ નજ્જાશીને અરજ કરી, બધાને આસપાસથી પકડી મંગાવ્યા. રાજાની રૂબરૂ બોલતાં હઝરત જાફરે કહ્યું કે "હે રાજન ! અમે લોકો અજ્ઞાનતા અને જંગલીપણામાં ડુબેલા હતા, મૂર્તિઓ પુજતા હતા, કુકર્મ કરતા હતા, મુરદાર ખાતા

* હઝરત ઉમરે રૂમ તથા ઇરાનની સલ્તનતો જીતી હતી અને સાડા ચાર હજાર કિલ્લા ફતેહ કર્યા હતા તથા ચાર હજાર મસ્જીદો બંધાવી હતી. તેઓ મહાન હઝરત પેગમ્બરના સસરા અને હઝરત અલી તથા બીબી ફાતમાના જમાઇ હતા.

હતા અને ગીબત કરતા હતા. અમને માણુસ ઉપર જરા પણુ દયા નહોતી, કોઇની પરોણા ચાકરી કરવામાં અમે સમજતા નહોતા અને પાડોશીનો હક શું છે તે જાણુતા નહોતા. અમે માત્ર જબરાઇનો કાયદો સમજતા હતા અને લોકો ઉપર જોઇએ તેટલો જૂલમ કરતા હતા; પણુ અમારા સારા નસીબે ખુદાતાલાએ અમારામાં એક પેગમ્બર પેદા કર્યા છે. અમે તેમના ખાનદાન, સચ્ચાઇ, નેકનિષ્ટા અને પવિત્રતાથી સારી રીતે વાકેફ છીએ. તેમણે અમને શિક્ષણુ આપી ખુદાની વેહદાનિયત ( અદ્વૈત ) થી જાણીતા કર્યા છે અને એકલા ખુદાનેજ સર્વ શક્તિમાન માનવાનું શીખવાડયું. તેણે મૂર્તિ પૂજન કરવાની મનાઇ કરી અને સાચું બોલવા, ખરી રીતે ચાલવા, લોકો ઉપર દયા કરવા અને પાડોશીના હક જાળવવાની તાકીદ કરી છે. સ્ત્રી જાતનું ખોટું બોલવાની અને અનાથ બાળકોની મિલ્કત પચાવી પડવાની મનાઇ કરી છે અને પાપ તથા ખોટાણુથી દૂર રહી નમાઝ પઢવાનું, ખેરાત કરવાનું અને રોજા રાખવાનું ફરમાવ્યું છે. અમને તેનો રસ્તો સારો લાગવાથી અમે તે અખત્યાર કર્યો છે, તેથી એ લોકો અમારી ખેડે પડયા છે. તેઓ અમને ખુદાની બંદગી કરવાનું છોડી દઇ, લાકડાં અને પથ્થરની મૂર્તિઓ પૂજવાની ફરજ પાડવા માગે છે. તેમણે અમારા ઉપર જુલમ કરવામાં બાકી રાખ્યા નથી, પણ જ્યારે અમારા માથા ઉપર પાણી ફરી વળ્યું ત્યારે અમારે અમારો દેશ છોડવો પડયો છે."

આવી રીતે તેમના શિષ્યો ઇસ્લામની ખાતર ઘરબાર છોડી પ્રદેશ ચાલ્યા ગયા હતા, તો પણ મહાન હઝરત પોતાના ઇરાદામાં મક્કમ હતા અને ઇસ્લામનો બોધ હમેશાં કર્યા કરતા હતા. દુશ્મનોએ

તેમને ઘણી લાલચો આપી અને પોતાના રાજા બનાવવા સુધીનું કહ્યું, પણ હઝરતે ગણકાર્યું નહિ. તેમણે કહ્યું કે " જો સૂર્ય મારી જમણી બાજુએ અને ચંદ્ર ડાબી બાજુએ આવીને મને રોકે, તો પણ હું રોકાવાનો નથી. જ્યા સુધી માલીકનું ધાર્યું નહિં થાય અને મારી જીંદગીનો તેમાં અંત નહિ આવે, ત્યાં સુધી હું ખરો માર્ગ છોડનાર નથી. " આથી તે લોકો ઘણા ગુસ્સે થયા અને ભારે દુશ્મનાઇ કરવા લાગ્યા. હઝરત તેમના ત્રાસને લીધે તાયફ તરફ ગયા પરંતુ ત્યાં પણ તેમને ઠરીને બેસવા દીધા નહિ. ત્યાંના લોકો તો પહેલાંથી સાંભળીનેજ એટલા બધા દુશ્મન થઇ રહ્યા હતા કે ત્યાં જતાંજ તેમણે હઝરતને પથરા મારવાનું શરૂ કર્યું. આથી લોહી લોહાણ સ્થિતીમાં જો કે હઝરતને ત્યાંથી પાછું ફરવું પડયું, તોપણ તેમણે પોતાનું કામ છોડયું નહિ. તેમને મક્કમ જોઇ દુશ્મનો વધારે ચડસે ભરાયા અને તેમનો જીવ લેવા સાધનો ખોળવા લાગ્યા.

હિજરત—એક સત્ય ઉપર શીદા થએલા મહાત્મા ઉપર મક્કાના લોકો લેવા દેવા વગર જુલમ ગુજારે છે અને તે મહાત્મા, સઘળું મુંગે મોઢે સહન કરે જાય છે એ જોઇ મદીનાના લોકોની લાગણી ઘણી ઉશ્કેરાઇ આવી. તેઓ સલાહ કરી મક્કે આવ્યા અને હઝરતને પોતાને ત્યાં પધારવા વિનંતી કરી, આથી પ્રસંગ જોઇ ઇ. સ. ૬૨૨ ના જુલાઇ માસની ૧૬ મી તારીખે મહાન હઝરત મકકેથી નીકળ્યા. તેમની સાથે હઝરત અબુબકર સિદીક પણ હતા. ત્રણ દિવસ મહા મુશીબતે એક ભયાનક ખો—ગુફામાં વખત ગુજારી અને પાછળ પડેલા શત્રુઓના ભયનું જોખમ ખેડી, તેઓ આખરે મદીને આવી પહોંચ્યા. બીબી ખદીજા મકકામાંજ ગુજરી ગયાં હતાં. માત્ર ત્રણ

દીકરીઓ રહી હતી. તેમાંની સૈથી નાની દીકરી* બીબી ફાતમાનાં લગ્ન હઝરત અલી સાથે કર્યા હતાં.

મક્કા સાથે સલાહ—મદીના પહોંચ્યા પછી તેમણે "અનસાર" ( મદીનાના લોકો ) અને "મહાજેરીન" ( મક્કેથી આવેલા ) લોકોને ભેગા કર્યા અને સલાહ સંપથી ચાલવા એક મંડળ કાયમ કર્યું. તે પછી ત્યાં એક નાની સરખી મસ્જીદ બાંધી અને વ્યવસ્થાના કાનૂન તૈયાર કર્યા. આ રીતે ઇસ્લામમાં પ્રજા સત્તાક રાજ્યની શરૂઆત થઇ. મક્કાના લોકો હજુ પણ હઝરતનો કેડો મુકતા નહોતા. નવ વરસ વીતી ગયાં હતાં તો પણ કોઇ કોઇ વખત મોટાં ટોળાં લઇ તેઓ મદીનાપર ચઢી આવતા હતા અને હઝરતને હેરાન કરતા હતા. હઝરતે જોયું કે લોકોને આથી ઘણું નુકસાન થાય છે તેથી તેમણે મક્કાવાસીઓ સાથે સલાહ કરી લીધી અને તે સલાહની રૂએ તેઓ મક્કે હજ કરવા ગયા. તેમને મક્કામાં આવેલા જોઇ ત્યાંના બીજા ઘણા લોકો ઘણો અણગમો જાહેર કરી, શહેર બહાર જતા રહ્યા, પણ કેટલાક લોકોનાં મન, તેમની સદાઇ, નમ્રતા, સહનશીલતા અને પવિત્રતા જોઇ તેમની તરફ ખેંચાવા લાગ્યાં અને તેઓ ઇસ્લામમાં દાખલ થયા. તે પછી હઝરતે મદીને આવી, રૂમ અને ઇરાનના રાજકર્તાઓને ઇસ્લામ અખત્યાર કરવા કહેણો મોકલી.

---

* બીજી બે દીકરીનાં લગ્ન હઝરત ઉસમાન ગની ( રદી૦ ) સાથે થયાં હતાં.

ફતેહ—ભાગ્યેજ એક વરસ વીત્યું હશે કે મક્કાના લોકોએ થએલી સલાહનો ભંગ કરી, મદીનાના કેટલાક લોકોને સપડાવી કતલ કર્યા. તેમની સાથે સલાહ કરવામાં આવી હતી તોપણ તેઓ ઘણી વખત મુસલમાનો સાથે ચોખ્ખું ઘાતકીપણું ચલાવતા, એટલુંજ નહી પણ તેમને મક્કામાં હજ કરવા જતાં પણ અટકાવી, તેમના ધર્મને આડે આવતા. ધર્મની બાબતમાં કોઇ અટકાવ કરે એ માણસથી સાંખી શકાતું નથી તેથી, મુસલમાનો, પોતાના ધર્મ પાળતાં કોણ અટકાવે છે એની ખાતરી કરવા મક્કે જવા તૈયાર થયા. દશ હજાર મુસલમાનો મદીનેથી નીકળ્યા અને પોતાના પેગમ્બરની સાથે મક્કે જવા રવાના થયા. ઇ. સ. ૬૩૦. શત્રુઓને, તેમના મક્કામાં આવવાનું સાંભળી ઝાળ ઉઠી અને તેઓ તેમની સામા થયા, પણ આ વખતે ઇસ્લામના બળ આગળ તેમનું કાંઇ ચાલ્યું નહિ. આખરે તેઓ શરણે થયા અને હઝરતની ફતેહ થઇ. આથી મક્કાના લોકો ઘણા બીહવા લાગ્યા કે આપણે હઝરતને દુઃખ દેવામાં બાકી રાખી નથી એટલે હવે તેઓ આપણને છોડવાના નથી. એ લોકો જીંદગીની આશા છોડી બેઠા હતા તે દરમ્યાન તેમને મહાન હઝરતે કહ્યું કે "ચાલો, હવે તમારે શું કહેવું છે ? તમને હવે મારે કેવો બદલો આપવો જોઇએ?" તેઓ ગભરાઇને કહેવા લાગ્યા કે "દયાળુ સરદાર! હમારા કર્તુકનો કાંઇ પાર નથી પણ આપ તો ઉદાર અને દયાળુ છો તેથી આપના તરફથી અમને સારો બદલો મળવાનીજ આશા છે." પોતાના દેશી ભાઇઓના મુખમાંથી આવાં વચન સાંભળી હઝરતનું હૈયું ભરાઇ આવ્યું. તેમની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં અને પ્રેમના ઉભરાથી કહેવા લાગ્યા કેઃ—ગભરાશો નહી. જેવી રીતે હઝરત યુસુફ પેગમ્બર પોતાના ભાઇઓ સાથે વર્ત્યા હતા

તેવી રીતે હું તમારી સાથે વર્તીશ. હું તમારો તીરસ્કાર કરવાનો નથી. તમે ખુદાના બંદા છો એટલે ખુદા તમારો ગુન્હો માફ કરશે. આટલું બોલી દુશ્મનોએ, પોતાને જે જે કષ્ટ આપ્યાં હતાં તે દરગુજર કરી સૌને માફી આપી. હવે મક્કામાં મૂર્તિ પુજાનો અંત આવ્યો અને ત્યાં ઇસ્લામનો સૂર્ય જોરથી પ્રકાશવા લાગ્યો.

છેલ્લી હજ—ઇસ્લામની જીત થવાથી તેનો પ્રભાવ દિવસે દિવસે વધતો ગયો, એટલે ચારે તરફથી લોકોનાં ટોળેટોળાં તેમા દાખલ થવા આવવા લાગ્યાં. " જ્યારે ખુદાતાલા તરફથી મદદ અને ફતેહ મળે અને લોકોને તું ટોળાંબંધ ખુદાના ધર્મ ( ઇસ્લામ ) માં આવતા જુએ ત્યારે માલિકના ગુણ ગા, અને તેની પવિત્રતાનો મહિમા યાદ કર, અને માફી માગ. કારણકે બેશક, તે, તોબા કબુલ કરી માફી આપનારો છે. " કુરાન શરીફના આ વચન પ્રમાણે ચોતરફથી લોકોનાં ટોળાં ઇસ્લામમાં આવવા લાગ્યાં; ત્યારે હઝરતને લાગ્યું કે હવે મારૂં કાર્ય સંપૂર્ણ થઇ ચુક્યું છે. આથી તેમણે છેલ્લી હજ કરવા જવાની તૈયારી કરી. જીલકઅદ મહિનાની ૫ મી તારીખે એક લાખ અને ચૌદ હજાર માણસોને લઇ મહાન હઝરત સલ્અમ હજ કરવા રવાના થયા અને ચૌદ દીવસમાં મક્કે આવી પહોંચ્યા. ત્યાં પહોંચ્યા પછી કેટલીક ક્રિયાઓ કર્યા બાદ, લોકોને બોધ કર્યો કે " એ ગૃહસ્થો, મને આશા છે કે હું જે કાંઇ કહીશ તે તમે સઘળા ધ્યાનથી સાંભળશો. પ્રથમ તો મારે કહેવું જોઇએ કે જેવો હું આ વખત તમારી સાથે આવ્યો છું તેવો ફરી આવવાનો નથી. તમારી માલ મિલ્કત પવિત્ર છે, તેને તેવીજ સમજજો. કોઇ દિવસ તેનો ગેરઉપયોગ કરશો નહિ. આ મહિનાને પવિત્ર સમજજો. તમારે

બધાને ખુદા આગળ જવું પડશે અને તેને હિસાબ આપવો પડશે. ખુદાએ બધાનો વારસો નક્કી કરી આપ્યો છે. કોઇનો હક નાબુદ થઇ શકતો નથી. પહેલા અજ્ઞાન લોકો ખુનનો બદલો ખુનથી લેતા હતા તે હવે નહી લેતાં ઇન્સાફથી કામ લેવાનું છે. તમારામાં સ્ત્રી પુરૂષોના હક કાયમ છે. તમે સ્ત્રીઓ ઉપર માયા રાખજો અને તેમની સાથે સારી રીતે વર્તજો. ખચીત તેઓ તમને ખુદાની જામીનગીરી ઉપર મળેલી છે અને તેના હુકમ પ્રમાણે તમને અપાએલી છે. તલ્લાક જેવી બીજી કોઇ ચીજ ખુદાને નાપસંદ નથી."

"ગુલામોને, જે ખોરાક તમે ખાઓ તે તેમને ખવડાવજો. તેમનાથી ન થઇ શકે એવું કામ તેમની પાસે કરાવશો નહિ. જો ભારે કામ કરવાનું હોય તો તમે તેમની સાથે કામે લાગજો. કોઈ પણ શખ્સ ગુલામને મારશે તો તેનો માલકી હક તેના ઉપરથી નાબુદ થઇ જશે અને તેના ઉપર જુલમ કરશે તે સ્વર્ગમાં જવા પામશે નહિ. તેને દિવસમાં ૭૦ વખત માફી આપવી જોઇએ, કારણ કે તે તમારા ખુદા—માલિકનો બંદો છે. તેના ઉપર સખતી ગુજારવી એ સારૂં નથી. ગુલામોને છુટા કરવા એ ખુદાતાલાને ઘણુંજ પસંદ છે. હું જે કહું છું તે ધ્યાનથી સાંભળજો અને તે પ્રમાણે ચાલજો. તમે બધા મુસલમાનો એક બીજાના ભાઇ છો. એક ભાઇ બીજાને પોતાની ચીજ રાજી ખુશીથી ન આપે ત્યાં સુધી તે તેની થઇ શકતી નથી. કોઇ દિવસ ગેરઇન્સાફ કરશો નહિ. હું તમને બે ચીજ આપી જાઉં છું જેને વળગી રહેશો તો કદી ભુલા પડશો નહિં. એ ચીજ કુરાન શરીફનું પુસ્તક અને મારા નેક કુટુંબીઓ છે. નેકી, દયા અને સંપ, એ ત્રણ ચીજો અંતર શુદ્ધ કરનારી છે, તેપર કાયમ રહેજો.

જે લોકો અહિં ન આવ્યા હોય તેમને આ બધી હકીકત કહી સંભળાવજો કે તેઓ પણ યાદ રાખી તેનાથી ફાયદો મેળવે. "

દુનિયાથી ઉઠવું—હજ કર્યા પછી તબીઅત બીમાર થઇ અને થોડા દિવસ ગયા એટલામાં શરીર લેવાઇ ગયું. છેલ્લી વાર તેમણે મસજીદમાં હાજર થઇ લોકોને કહ્યું કે "હવે હું તમને ખુદાને હવાલે સોપું છું. તેનાથી ડરજો અને હમેશાં તેની બંદગી કરજો. મારો વખત પૂરો થયો છે. મારા જવાથી તમને દિલગીરી થશે પણ તમે જાણો છો કે બધા પેગમ્બરોએ દુનિયા છોડી છે અને મારો પણ હવે વખત આવ્યો છે. દરેક ચીજ ખુદાની મરજી પ્રમાણે થાય છે અને જે બનવા કાળ હોય છે તે વખત પ્રમાણે બને જાય છે. હું, મને મોકલનારા ધણીની પાસે જાઉં છું અને છેવટે તમને કહેતો જાઉં છું કે તમે બધા હળીમળીને ચાલજો. ઇસ્લામ ઉપર દ્રઢ રહેજો અને નેકીથી ચાલજો. નેકીથી હમેશાં કલ્યાણ થાય છે અને બદીથી પાપના ખાડામાં પડવાનો વખત આવે છે. હું તમારી પહેલાં જાઉં છું અને તમે મારી પાછળ આવશો. મોત કોઇને છોડવાનું નથી. તેનાથી ડરવું એ નાદાની છે. મારૂં જીવવું તમારા ભલા માટે હતું અને મારૂં મરવું પણ તમારા ભલા માટે છે." બોલતાં બોલતાં તેઓ ખુદા તરફ ઇશારો કરી કહેવા લાગ્યા કે "હે પરવરદિગાર, લોકોને મેં તારો સંદેશો પહોંચાડયો છે. તેં મને સોંપેલું કામ મેં બરાબર બજાવ્યું છે જેનો તું પોતેજ સાક્ષી છે." એ પછી લોકોને જુદે જુદે પ્રકારે શાન્ત કર્યા પછી મકાન ઉપર આવ્યા. ત્યાં આવ્યા પછી તબીયત વધારે બગડી. ઘરમાં જે રહ્યું સહ્યું હતું તે બધું ગરીબોને ખેરાત કરી દેવડાવ્યું. પાસે એક પાણીનું વાસણ પડયું હતું તેમાં

હાથ ભોળી પોતાના મોં ઉપર ફેરવતા હતા એટલામાં, એકાએક આકાશ તરફ હાથ કરી કહેવા લાગ્યા કે "હે ખુદા, ઉંચા સમાગમમાં મને દાખલ કર." આટલું બોલ્યા પછી ધીમે સ્વરથી પ્રાર્થના કરતા કરતાં તેમનો પવિત્ર આત્મા આ નાશવંત દુનિયાનો ત્યાગ કરી, માટીના દેહ સાથેનો સંબંધ છોડી, પરમાત્માના અનંત સમાગમમાં તેજરૂપ થઇ સમાઈ ગયો. ( ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલયેહે રાજેઉન. )

મી૦ નારાયણ હેમચંદ્ર લખે છે કે "લગભગ ૧૩૦૦ વરસ વ્યતિત થતાં ચાલ્યાં છે. જ્વલંત વિશ્વાસ અને અદમ્ય ઉત્સાહના પેગમ્બર હઝરત મોહંમદ (સ૦) આ લોક છોડીને ચાલ્યા ગયા છે, પરંતુ હિંદુસ્તાનથી અલજીરીઆ સુધી આખા ભૂ ભાગના મુસલમાનોનાં હૃદય આજ પણ તેમના નામથી નાચે છે." *

* મહાન હઝરતનું આખું જીવનવૃતાંત વાંચવું હોય તો અમે છપાવી બહાર પાડેલી "રસૂલે—અરબી" નામની ગુજરાતી કિતાબ વાંચો. જે લગભગ પોણા ચારસો પૃષ્ટની છે. કીંમત ટપાલ ખર્ચ સાથે રૂ. ૨-૧૨-૦.



# પીર મોટામીયા સાહેબે લખેલાં પુસ્તકે



| | | | | |
|---|---|---|---|---|
| રસૂલે-અરબી | ( ગુજરાતીમાં ) | ... | ... | ૨-૮- |
| ટ્રેજેડી ઓફ મોહર્રમ | ( અંગ્રેજીમાં ) | ... | ... | ૦-૧૨ |
| ઇસ્લામી નીતિશાસ્ત્ર | ( ગુજરાતીમાં ) | ... | ... | ૦-૨- |
| ઇસ્લામની ખૂબીઓ | ( ગુજરાતીમાં ) | ... | ... | ૦-૨- |
| સ્ટડીઝ ઓફ ઇસ્લામ | ( અંગ્રેજીમાં ) | ... | ... | ૦-૪- |
| જાગો અને જુવો | ( ગુજરાતીમાં ) | ... | ... | ૦-૩-૦ |
| શું સ્વરાજ્યને કુરબાની વગર ચાલશે ? | ( ગુજરાતીમાં ) | ... | ... | ૦-૨-૦ |
| પ્યારા નબીજી | ( ગુજરાતીમાં ) | ... | ... | ૦-૩- |
| હાલે-દિલ | ( ગુજરાતીમાં ) | ... | ... | ૦-૧- |

એ ઉપરાંત " બહારનો તથા અંદરનો ઇલ્મ " અને " સ્ત્રીઓને નસીહત " એ બે પુસ્તકો ટુંક વખતમાં પીર સાહેબ તરફથી બહાર પડનાર છે. ઇસ્લામી સાહિત્ય માટે પીર સાહેબની બહુ ભારે કોશીશ છે.

મેનેજર—પોલીટીકલ ભોમીઓ.